# કાઠિયાવાડ દશાશ્રીમાળી વણિક યુવક પરિષદ્‌——

## સ્વાગત-પ્રમુખ શ્રી. કેશવલાલ મૂળચંદ પરિખનું વ્યાખ્યાન

પ્રથમ અધિવેશન : મુંબાઇ

તા. ૧૯-૨૦ : ઓકટો. : ૧૯૨૯

સન્માનનીય પ્રમુખ મહાશય, સન્નારીઓ અને સજ્જનો !

અખિલ સૌરાષ્ટ્રની દશાશ્રીમાળી વણિક જ્ઞાતિમાં અનેક સન્માનનીય મહાશયો વિદ્યમાન હોવા છતાં પરિષદની સ્વાગત સમિતિના સભ્યોએ આપ સજ્જનોનું સ્વાગત કરવાની જે અનુપમ તક મને આપી છે, તે માટે હું મારી જાતને ભાગ્યશાળી માનું છું, અને અત્ર પધારેલા સજ્જન ગ[illegible] નારીઓને સ્વાગત મંડળ તરફથી તેમજ મુંબઇમાં વસતી સમસ્ત દશાશ્રીમાળી કોમ તરફથી અંતઃકરણ પૂર્વક આવકાર આપું છું.

આ પરિષદ અહીં શા માટે? કાઠિયાવાડમાં જ કેમ નહિ? એ પ્રશ્ન કેટલાકના મનમાં સહેજે ઉદ્ભવે તેવો છે. એના ઉત્તરમાં મને આશા છે કે આપ એટલું અવશ્ય સ્વીકારી લેશો કે કાઠિયાવાડની કોઇ પણ ભાગમાં પરિષદ ભરવાથી મહામહેનતે પણ જેટલાં ગામો અને શહેરોના ભાઇઓની હાજરીનો લાભ આપ મેળવી શકો તેનાથી કેટલા યે ગણા ગામો અને શહેરોના ભાઇઓનો લાભ આપણને મુંબાઇમાં સહેલાઇથી મળી શકે છે. જેટલો રસ આ પ્રશ્નોમાં કાઠિયાવાડ તળમાં વસતા ભાઇઓ બતાવી શકશે, તેથી અનેક ગણો રસ અહીં જોઇ શકાશે. અહીંના ભાઇઓને આ પ્રશ્નોમાં જેટલી ધગશ દેખાશે એટલી કાઠિયાવાડ તળમાં ભાગ્યે જ દેખાશે. નવા વિચારોનાં કિરણો અહીં જલદી ફૂટયાં છે અને ફૂટે તેમ છે. સુધારણાનું પ્રભાત અહીં પહેલું ઉગતું હોઇને મુંબાઇ વહેલું જાગે એ સ્વાભાવિક છે. અને

સામાન્ય રીતે વિચારોની પ્રગતિશીલતાની દ્રષ્ટિએ, સંકુચિત વિચારો વિરૂદ્ધ મુક્ત માનસની દ્રષ્ટિએ, અહીંના ભાઇઓની દેશના વાતાવરણ ઉપર રહેતી લાગવગની દ્રષ્ટિએ, કાઠિયાવાડ કરતાં મુંબાઇ એ પ્રવૃત્તિને માટે વિશેષ અનુકૂળ છે. સ્થૂળ લાભાલાભમાં તેમ જ વેપાર ધંધામાં આજે મુંબાઇ ઉપર દેશનો મોટો આધાર રહે છે. પોતાની માતૃભૂમિનું ઋણ અદા કરવા અર્થે દેશની બનતી સેવા મુંબાઇ જરૂર મુજબ સદા કરતું આવ્યું છે. આપણા દેશના એ ચોપડે મુંબાઇવાસી ભાઇઓની એક વિશેષ સેવા લખાવવા, મુંબાઇવાસી ભાઇઓના વિચારોથી દેશના ભાઇઓને પરિચિત કરવા, તેમને માર્ગસૂચન કરવા, મુંબાઇની એ ફરજ છે કે તેણે આ પરિષદમાં મળીને મુંબાઇવાસી ભાઇઓના માનસથી દેશવાસી ભાઇઓને વાકેફ કરવા અને સુધારણાના માર્ગમાં બનતો ફાળો આપવો. આ બધા કારણોસર આજની પરિષદ મુંબાઇમાં બોલાવવાનું કાર્ય યોગ્ય જ થયું છે એમ આપ સૌ સ્વીકારશો અને આપણા સૌના વતનના પ્રશ્નોના ઉકેલમાં યથાશક્તિ ફાળો આપશો એવી હું આશા રાખું છું.

ભાઇઓ, આ પ્રવૃત્તિ ઉપાડી લેવાનું માન જે સંસ્થાને છે તે દશાશ્રીમાળી કાઠિયાવાડી મિત્ર મંડળની આ સેવાની આપ સૌ કદર કરશો એમ હું આશા રાખું છું. આ સંસ્થાના કાર્યવાહકોનો મને આ પરિષદની પ્રવૃત્તિથી જ પરિચય થયો છે. પરંતુ એ ટુંક સમયમાં તે ભાઇઓમાં જે ધગશ, પરિશ્રમશીલતા અને કર્તવ્યભક્તિ મેં જોયા છે તે જોઇને મને એમ અવશ્ય થયું છે કે એ સંસ્થા આપણા હિતની સાચી ચોકીદારી કરવા ઇંતેજાર છે. સંસ્થાને તેના કામ માટે અભિનંદન આપવાની આ તક હું લઉં છું અને આપ સૌ એ સંસ્થામાં રસ લઇ એને વિશેષ પુષ્ટ અને વિશેષ ઉપયોગી બનાવો એવી વિનતિ કરૂં છું.

પ્રિય મિત્રો, આ સંમેલન શા માટે ભરવામાં આવ્યું છે તે આપ સૌના જાણવામાં છે જ. આપણા દેશની વર્તમાન રાજકીય,

સામાજીક અને આર્થિક વગેરે પરિસ્થિતિઓ શોચનીય દશા ભોગવે છે. આજે આપણને તે વાતનું ભાન થયું છે તેથી દેશ-ભરમાં આજે રાજકીય આંદોલનો પ્રબળપણે ચાલી રહ્યાં છે. સામાજિક તેમજ આર્થિક વગેરે વિષયોનાં પણ તેજ પ્રમાણે આંદોલનો ચાલી રહ્યાં છે. તે આંદોલનોમાંનું એક આંદોલન આપણી આ સામાજિક પરિષદ ભરવાની પ્રવૃત્તિ પણ ગણી શકાશે. સમાજ અને રાષ્ટ્રની પ્રગતિ તેમજ કલ્યાણ માટે સામાજિક તંદુરસ્તી અતિ આવશ્યક છે. દુર્ભાગ્યે આપણા દેશમાં હાલ સામાજિક વ્યવસ્થા એવા પ્રકારની છે કે, જો તે માટે વિચાર ચલાવી સાચા પ્રયત્નો કરવામાં ન આવે તો, દેશ કોઇ પણ દિશામાં એક પણ પગલું આગળ વધવા પામે નહિ. રાજકીય પ્રગતિનો સામાજિક આઝાદી ઉપર બહુ મોટો આધાર છે. દૃષ્ટાંત તરીકે બળવાન રાજ્યસત્તાને નિયમનમાં લાવવા પ્રજામાં બળ જોઇએ, સંગઠ્ઠન જોઇએ. આવું બળ અને આવું સંગઠ્ઠન બાર બાર અને તેર તેર વર્ષની બાલક માતાના પુત્રમાં કયાંથી હોવું સંભવે? અસંખ્ય જ્ઞાતિઓ તથા વાડાઓમાં છિન્નભિન્ન થઇ ગયેલ આ દેશમાં સંગઠ્ઠન કે ઐકય કેવી રીતે હોઇ શકે? સારાંશ એ છે કે સામા-જીક કલ્યાણ સાથે રાષ્ટ્રની મુક્તિ અર્થે પણ રાજકીય આંદોલન સાથે જ સામાજિક આંદોલન પણ આવશ્યક છે. આ પરિસ્થિતિ દેશહિતૈષીઓના લક્ષમાં પણ આવવા પામી છે, અને તેથી રાષ્ટ્રીય મહાસભાના કાર્યક્રમમાં પણ સામાજિક આંદોલનો કરવાનું નક્કી કરવામાં આવેલ છે. મિત્રો, આ પરિષદનો હેતુ સામાજિક આંદોલન છે, અને તેથી આપણે હિન્દુ સમાજના પ્રશ્નો જે હાલ દેશભરમાં ચરચાઇ રહ્યા છે તે જોઇ જઇએ. જે હિન્દુ સમાજના પ્રશ્નો છે તે જ આપણા પ્રશ્નો છે, અને તે જોઇ જઇ આપણે તેના પર વિચારણા કરીએ.

## બાળલગ્ન

બંધુઓ, બાળલગ્નથી થતાં નુકશાનો સમજાવવાં પડે એવો તે વિષય હવે રહ્યો નથી; છતાં આશ્ચર્યની વાત તો એ છે કે,

તેવી સ્પષ્ટ અને દીવા જેવી વાત પણ **અહીં સમજાવવી પડે** તેમ છે, એટલું જ નહિ પરંતુ તે માટે ભગીરથ પ્રયત્નો આદરવાની પણ જરૂર પડે તેમ છે. બાળલગ્નથી પરણનાર યુગલની શારીરિક સ્થિતિ નબળી થઇ જાય છે, એટલું જ નહિ પણ આજે દેશભરમાં થતાં કવખતનાં મૃત્યુઓમાં પણ બાળલગ્નનો મોટો હિસ્સો છે. બાળલગ્ન કરનારનું કદાચિત મૃત્યુ નથી થતું તો પણ તે યુગલ રોગી તેમજ નબળી શારીરિક હાલત તો જરૂર ભોગવતાં હોય છે. નબળાં અને રોગી શરીરવાળાઓની માનસિક સંપત્તિ પણ કુદરતી જ નબળી હોય છે. તેથી તેવાઓમાં સાહસ, શૌર્ય કે મહત્ત્વાકાંક્ષા શી રીતે સંભવે ? જીવનરસ કે સ્ફુર્તિ તો હોય જ કયાંથી ? આ રીતે બાળલગ્નથી પરણનાર યુગલ જીવન-સુખથી વંચિત થાય છે, તેઓથી મહાન્ કાર્યો આરંભી શકાતાં નથી કિંવા પાર પાડી શકાતાં નથી. નબળા માત–પિતાની સંતતિ પણ નબળી જ થાય. બાળમરણનું મોટું પ્રમાણ આજે હિન્દુસ્તા-નમાં છે તે મુખ્યત્વે બાળલગ્નની કુપ્રથાને જ આભારી છે. હિન્દુ-સ્તાનમાં દર વર્ષે **ચોવીશ લાખ બાળમરણનું** પ્રમાણ છે, જ્યારે દુનીયાના બધા દેશોનું બાળમરણનું સરેરાશ પ્રમાણ **બાર લાખથી પણ ઓછું** છે. બાળક જીવે છે તો પણ તે નબળું અને નમાલું જ રહે છે. તે મોટું થાય છે તો પણ તેનામાં ખરી યુવાની તો આવતી જ નથી ! અર્થાત્ આ રીતે આખી ઓલાદ નબળી બનતી આવે છે, અને તેનું પરિણામ આપણા આખા દેશની પ્રજા નબળી થવામાં આવે છે, જે આપણે આજે નજરે જોઇ રહ્યા છીએ.

સ્વામી સત્યદેવને પરદેશમાં એવો પ્રશ્ન પૂછવામાં આવેલ કે, "તમે પરદેશી સત્તા માટે આ પ્રમાણે વાતો કરો છો, પણ તેનો પ્રતિકાર કેમ કરતા નથી ? તમારા દેશના યુવાનો શું કરે છે ?" આ પ્રશ્નનો તેમણે એવો જવાબ આપ્યો કે : " અમારા દેશમાં બે જ અવસ્થા છે : એક બાલ્યાવસ્થા અને બીજી વૃદ્ધાવસ્થા. **યુવાવસ્થા** તો છે જ નહિ."

બંધુઓ, છેલ્લી વડી ધારાસભામાં શારદા બીલ પર ચર્ચા કરતાં કર્નલ ગીડનીએ કહ્યું છે કે : "રમતી અને ખેલતી–કુદતી અવસ્થાના સમયે લગ્ન કરી નાંખવાથી કાચી વયે સુવાવડ આવતાં તે માટે કરવાં પડતાં ઓપરેશનોની સંખ્યા હિન્દુસ્તાનમાં એક હોસ્પીટલમાં જેટલી થાય છે તેટલી સંખ્યા આખા ગ્રેટ બ્રીટનમાં બધી મળીને થવા જાય છે."

ડૉ. દેશમુખ કહે છે કે, "સોળ વર્ષની ઉમર પહેલાં કન્યાનું શરીર ગર્ભ ધારણ કરવાને યોગ્ય જ નથી, તેથી નાની ઉમરના લગ્ન કરવાં કે તેને અનુમોદન આપવું તે માણસાઇની ગેરહાજરી બતાવે છે."

રા. મુનશીએ શારદા બીલના સમર્થન માટે મળેલી સભામાં કહ્યું હતું કે, "શારદા બીલ આજે નહિ પણ **પચાસ વર્ષ પહેલાં** પાસ થવું જોઇતું હતું, આજે તો વીસ વર્ષની અંદરની કન્યાના લગ્ન ન કરવાનો કાયદો આવવો જોઇતો હતો."

મુસલમાની રાજ્યકાળ પહેલાંની કોઇ સ્મૃતિમાં બાળલગ્નની વાત જ નથી. સ્વયંવરો થતા હતા તે ઉપરથી સિદ્ધ થાય છે કે બાળલગ્નની પ્રથા નહોતી જ.

ધારાસભામાં પં. મોતીલાલ નહેરૂએ કહ્યું છે કે "જો ધર્મશાસ્ત્ર બાળલગ્ન જેવી અયોગ્ય અને નાશકારક રૂઢિનું સમર્થન કરતું હોય તો મારે તેવાં શાસ્ત્ર સાથે નિસ્બત નથી."

'લીબર્ટી' પત્ર કહે છે કે, "જો ધર્મશાસ્ત્ર બાળલગ્નનું સમર્થન કરે તો તે ધર્મશાસ્ત્ર જ નથી."

સર પુરૂષોત્તમદાસ કહે છે કે, "ધર્મશાસ્ત્રમાં બાળલગ્નનું સમર્થન છે જ નહિ."

એક મુસલમાન સભ્યે કહ્યું હતું કે "બાળવયમાં લગ્ન કરી સાસરે મોકલવામાં કૂવે પડવાના તથા શરીર પર ગ્યાસલેટ છાંટી બળી મરવાના દાખલાઓ પરથી પણ આ કુપ્રથાની અયોગ્યતા સમજાતી નથી શું ?"

મહાત્મા ગાંધીજીને સંમતિવયકમિટીના એક સભ્યે લગ્નવય પૂછતાં તેમણે કહ્યું કે "વરકન્યાના લગ્ન માટે અઢાર અને ચોવીશ વર્ષની વય યોગ્ય હોવાનો મારો અભિપ્રાય છે."

સજ્જનો, તદ્દન સહજ અને સામાન્ય બુદ્ધિથી સમજાય તેવી વાત છે કે, લગ્ન તો ત્યારે જ થઇ શકે અથવા તો ત્યારેજ કરવાં જોઇએ કે, જ્યારે પરણનાર ગૃહસ્થાશ્રમનો ભાર ઉપાડવાને શક્તિમાન હોય, લગ્નની જવાબદારી સમજતા થયા હોય, સંતતિ ઉત્પન્ન કરવાને લાયક શરીર–સંપત્તિ હોય. તેર–ચોદ વર્ષની ઉમરની કન્યાની અને સોળ સત્તર વર્ષના છોકરાની વય શું એ માટે યોગ્ય ગણાય ?

કાઠિયાવાડ યુવક પરિષદમાં આ સંબંધે કુમારી બહેન મૃદુલાએ ઠરાવ મૂકતાં જે કહ્યું છે, તે ઘણું જાણવા જોગ થઇ પડશે.

બહેન મૃદુલા કહે છે કે :

(૧) હાલના કાયદા મુજબ ૧૮ વર્ષ પછી કન્યા લાયક ગણાય છે.

(૨) અઢાર વર્ષ પછી જ કન્યાનો શારીરિક તેમજ માનસિક વિકાસ સંપૂર્ણતાએ પહોંચી શકે છે.

(૩) પુરૂષની જેમ સ્ત્રીને પણ બધાં જ ક્ષેત્રમાં સ્વતંત્રતા મળવી જોઇએ.

(૪) અને અઢાર વર્ષ પહેલાંનું લગ્ન એ સ્ત્રીત્વના વિકાસની આડે આવનારૂં છે–સ્ત્રીત્વનો ઘાત કરનારૂં છે.

બહેન મૃદુલાએ વિશેષમાં લગ્નવય નક્કી કરવાના અધિકાર સંબંધમાં એમ પણ સંભળાવ્યું કે :

"તમને કુમારિકાઓની લગ્નવય નક્કી કરવાનો શો અધિકાર છે ? યુવકોની લગ્નવય ૨૧ વર્ષની જોઇએ તે તમે નક્કી કરી શકો છો; પણ યુવતીઓની લગ્નવય કેટલી હોવી જોઇએ તે કહેવાનો અધિકાર તમારો નહિ: પણ અમારો છે. અને એટ-

સે જ હું કહું છું, મારી બહેનોને નામે કહું છું કે, ભારતનાં પુનરૂત્થાનમાં તમે સ્ત્રીઓનું સ્થાન રાખવા માગતા હો, તો યુવતીઓની લગ્નવય ૧૮થી નીચે નહિ જ હોવી જોઇએ."

સૌ. સરલાદેવી અંબાલાલ સારાભાઇએ પણ તે પરિષદમાં કહ્યું હતું કે:

"મારા મત પ્રમાણે તો ૧૮ વર્ષની ઉમ્મર પણ નાની છે. સભામાં હાજર રહેલા પિતાઓ જાણે છે કે, તેમણે કેટલી દીકરીઓ, બહેનો અને વહુઓ નાની વયનાં લગ્નને કારણે ગુમાવી છે? અત્યારે સ્ત્રીઓનો આત્મા હણાય છે, તેમનું શારીરિક બળ નષ્ટ થઇ ગયું છે, એનું તમને કશું કેમ નથી લાગતું?"

વિશેષમાં તેમણે કહ્યું હતું કે:

'સ્ત્રીઓને નિર્બળ રાખીને તમે આગળ કેવી રીતે વધશો? સ્ત્રીઓને સડતી રાખીને આગળ વધી શકાશે જ નહિ. જેમ, પુરૂષો લગ્ન ક્યારે કરવું, કોની સાથે કરવું અને શા માટે કરવું એ બધું નક્કી કરવાનો અધિકાર ભોગવે છે, તેમ, સ્ત્રીઓને પણ એ બધા અધિકાર હોવા જ જોઇએ. જો તમારે સુખી થવું હોય, આગળ આવવું હોય, દેશને આગળ વધારવો હોય તો સ્ત્રીઓને આ અધિકાર આપવા જ પડશે."

બંધુઓ, આટલા ઉપરથી જો આપને બાળલગ્નના અનિષ્ટ પરિણામોની ખાત્રી થતી હોય અને તે અટકાવવા જરૂર લાગતી હોય તો તે બદીને અટકાવવા અરે, નિર્મૂળ કરવા જે પગલાં લેવાં ઘટે તે લેવાનું અવશ્ય કરશો.

## વૃદ્ધલગ્ન

મિત્રો, હવે હું બીજા પ્રશ્ન ઉપર આવું છું, તે પ્રશ્ન વૃદ્ધલગ્ન સબંધી છે. વૃદ્ધલગ્ન તે એક ભયંકર કજોડું અને અસમાન લગ્ન છે. તેમાં છોકરીનું બલિદાન જ અપાય છે. છોકરીને વૈધવ્ય–અવસ્થામાં જાણી જોઇને જ મૂકવા જેવું છે. આવાં દુષ્ટ કામના અનિષ્ટ પરિણામો સમજાવવાની જરૂર હોય જ શાની?

## કન્યાવિક્રય

બંધુઓ, ત્રીજો પ્રશ્ન કન્યાવિક્રય સંબંધી છે. કન્યાવિક્રય તે છોકરીનું વેચાણ છે. ગમે તેટલાં દુષ્ટ માતા–પિતા પોતાના ફરજંદનું વેચાણ કરે તે કલ્પનામાં પણ ન આવે તેવી વાત છે. પશુપક્ષીની યોનિમાં પણ પોતાના ફરજંદ માટે પ્રેમ અને ફરજની લાગણી જોવામાં આવે છે. ત્યારે દુઃખનીવાત છે કે, પશુપક્ષીથી પણ ઉતરતી કોટિએ પોતાને મૂકતો મનુષ્ય કન્યાઓનું ક્રૂર વેચાણ આજે કરી રહ્યો છે. આ હકીકત સાથે બીજી આશ્ચર્યની હકીકત તો એ છે કે, કન્યાવિક્રય કે વૃદ્ધલગ્ન જેવાં ભયંકર પાપ આજે સમાજમાં ખુશીથી ચાલી શકે છે. તેવા લગ્નમાં કોઈ મહાજને ભાગ નહિ લેવા કે બ્રાહ્મણોએ ક્રિયા નહિ કરી દેવા કહ્યું નથી. જ્ઞાતિ પંચોનું તેથી રૂંવાડું પણ ફરકયું નથી. વૃદ્ધલગ્ન માટે પંચાવનને બદલે રહી રહીને હાલ કદાચિત પચાસ કે પીસ્તાલીસ વર્ષની ઉમર ઠરાવી હશે, અને કન્યાવિક્રય અટકાવવા માટે સીધો ઉપાય કરવાને બદલે ટૂંકા ક્ષેત્રની સીમા બાંધી હશે. પરંતુ તેનું પરિણામ આજે એકનું બીજું જ થવામાં આવેલું છે. મતલબ કે, વર અને કન્યા માટે ટૂંકું ક્ષેત્ર બનતાં ગમે ત્યાં સંબંધ બાંધવા ફરજ પડે છે, અને તેના પરિણામે આજ ગમે તેવા અસમાન કે અયોગ્ય લગ્નસંબંધો બંધાયા છે અને બંધાય છે.

## એક ઉપર બીજી સ્ત્રી

મિત્રો, ચોથો પ્રશ્ન એક ઉપર બીજી સ્ત્રીને લગતો છે; જો કે, હાલ આ પ્રથા બંધ પડતી જાય છે, અને કવચિતજ કોઈ દાખલો બનવા પામે છે. એક ઉપર બીજી સ્ત્રી કરવાનાં કારણોમાં 'છોકરાંની ખોટ' બતાવવામાં આવે છે. છોકરાં થવાં તે દૈવાધીન વાત છે. એક રાજાને ચચ્ચાર રાણીઓ છતાં છોકરાં નહિ થવાનો દાખલો મારી જાણમાં છે. આ વિષે વૈદ્યક અભિપ્રાય એવો છે કે, છોકરાં નહિ થવામાં કારણ રૂપ એંસી ટકા સ્ત્રી કરતાં પુરૂષમાં ખામી હોય છે. છોકરાં થવાં માટે પત્નીનો ભોગ

અપાય છે; એટલે શોકયનું સાલ અસહ્ય ગણાય છે તેવા દુઃખમાં તેને ધકેલવામાં આવે છે. એક ઉપર બીજી સ્ત્રી લાવવી તેમાં એક સ્ત્રીના વ્યક્તિત્વ અને સ્વમાનનો તેજોવધ રહેલો છે, અને તેમાં પ્રથમ લગ્ન વખતે કરેલ પ્રતિજ્ઞાનો ભંગ છે. જે સ્ત્રીએ આજીવન પોતાનું સર્વસ્વ અર્પણ કરી આપેલ હોય છે, તેને આવી દારૂણ યાતનામાં મૂકી દેવી, આવાં દુઃખમાં ધકેલવી તે કેટલી ભયંકરતા અને દુષ્ટતા ગણાય ? મિત્રો, સુભાગ્યે, જો કે આ પ્રથા બંધ જેવી જ છે; છતાં આવો એક પણ દાખલો નહિ બનવો જોઇએ તે માટે અવશ્ય ઘટતું કરવું જોઇએ.

## ફરજીયાત વૈધવ્ય

બંધુઓ, પાંચમો પ્રશ્ન ફરજીયાત વૈધવ્ય સંબંધે છે. આ દારૂણ પ્રથા સમાજમાં અતિ વ્યાપક રીતે ચાલી રહી છે. આ પ્રથાનું અન્યાયીપણું અને અમાનુષિપણું સમાજના કેટલીક વિચારશીલ વ્યક્તિઓને સમજાયું છે. છતાં હજુ સમાજનો મોટો ભાગ સમજી શક્યો નથી. આ પ્રથાનાં ઘોર અનિષ્ટો અને દારૂણતા માટે શું કહેવું ? શબ્દો ક્યાંથી લાવવાં ? અરે, જે વાસનાને તમે પચાસ કે સાઠ વર્ષે પણ મારી શકતા નથી, જેને માટે ચચ્ચાર વાર પરણવાને તૈયાર થાઓ છો, તે ઉમરે પણ તમને સાથીની જરૂર જણાય છે, તે વાસનાનો તેર તેર, ચૌદ ચૌદ વર્ષની બાલિકા કે અઢાર–વીસ વર્ષની યુવતીઓમાં ક્ષય થઇ જવાની વાત અને યોગી જેવા સંયમી બની જવાનું શી રીતે શક્ય માનો છો ? જો તમને સાઠ વર્ષની ઉમરે પણ સાથીની જરૂર જણાય છે તો, જે કુદરતી રીતે જ પ્રેમમય અને પરાશ્રયી વૃત્તિની છે, આર્થિક રીતે પણ પરાશ્રયી છે, તેવી અબળા જાતિને સાથીની જરૂર તમને કેમ લાગતી નથી ? તેનાથી વસ્ત્ર–અલંકાર પહેરાય નહિ, તેણે તપસ્વી જીવન ગાળવું પડે, તે સામી મળે તો અપશુકન ગણાય, તે સાસરે કે પીયર બોજારૂપ ગણાય, તેના પર પ્રેમ કરનાર કે તેનું આખા સંસારમાં કોઇ જ નહિ ! આમ મનુષ્ય તરીકેના કુલે સ્વાભાવિક હક્કો ખૂંચવી લેવાને પાત્ર ઠરવાનો કોઇ કહેશો કે તેનો ગુન્હો શો ?

મિત્રો, પોતાનો માલીક મરી જતાં એક ગુલામની પણ દશા નહિ થતી હોય તેવી ભયંકર દશા હિન્દુ સમાજની વિધવાની આજે થઇ રહી છે. માથું મુંડાવવું, ખાવું–પીવું–પહેરવું અને ઓઢવું નહિ, વાસનાનો ક્ષય કરવો, અને આખા સંસારમાં તેનું કોઇ નહિ! શું આ પ્રથા યોગ્ય છે? ન્યાય સંગત છે? કુદરતી છે?

બંધુઓ, તમે હિન્દુ અને જૈનધર્મના અનુયાયીઓ ગણાઓ છો, પાણી અને લીલોત્રીની પણ દયા કરો છો, તો તમને આ દયા ઉપજાવવા જેવી વસ્તુ નથી લાગતી? એ તો 'વિધવાઓનો ધર્મ છે' એવો જવાબ આપવામાં આવશે. મનુષ્ય માત્ર માટે સત્ય, ન્યાયનિષ્ઠા, દયા, પરોપકાર, સેવા અને ત્યાગ વગેરે ઘણા ધર્મ છે, પણ તે આ પ્રમાણે બળાત્કારે પળાવાતા નથી. સપ્તપદીની સરખી પ્રતિજ્ઞાઓથી બંધાતી બે વ્યક્તિઓમાં એક વ્યક્તિનો આ ધર્મ અને બીજીનો બીજો ધર્મ એમ કેમ હોઇ શકે?

એક વિધુર થયેલ પંદર દિવસે કે મહીને દિવસે વરઘોડે ચડી જાય છે તેનું કેમ? વિધવાનાં પુનર્લગ્ન ઉચ્ચ વર્ણમાં થતાં નથી એમ કહેવામાં આવતું હોય તો પુરૂષનો ઉચ્ચ વર્ણમાં સમાવેશ થતો નથી શું? અને તો વિધુર પણ એવા ધર્મ શા મતે ન પાળે? 'શાસ્ત્રમાં એમ કહેવામાં આવ્યું છે' એમ કોઇ કહેવા હિંમત ધરતા હોય તો, તેમને બેધડકપણે કહી શકાય તેમ છે કે, શાસ્ત્રમાં એમ કહ્યું જ નથી. શાસ્ત્રની વાત માગતા હો તો શાસ્ત્ર તો સ્પષ્ટ જ કહે છે કે:

> नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ ।
> पञ्चस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥

અર્થ: પતિ, નાશી ગયેલ હોય, મરી ગયેલ હોય, સાધુ થઇ ગયેલ હોય, નપુંસક હોય કે હલકા વર્તનવાળો થઇ ગયેલ હોય, આ પાંચ આપત્તિ વખતે સ્ત્રી અન્ય પતિ કરી શકે છે.

બંધુઓ, શ્રીરામચંદ્રજીએ તારાનું સુગ્રીવ સાથે અને મંદોદરીનું વિભીષણ સાથે પુનર્લગ્ન કરાવ્યું હતું. નળની ભાળ નહિ લાગતાં દમયન્તીનો પુનઃસ્વયંવર રચાયો હતો. જેઓ આવી

બાબતો માટે શાસ્ત્રોનાં પ્રમાણો આગળ ધરે છે, તેમને એમ પૂછવું યોગ્ય લાગે છે કે, શાસ્ત્ર પ્રમાણે તમારું કેટલું વર્તન છે? શાસ્ત્ર પ્રમાણે જ તમારું જીવન જીવો છો? શાસ્ત્રમાં ચાર વર્ણ અને ચાર આશ્રમની વ્યવસ્થા છે, તેનું પાલન તમારા જીવનમાં રંચમાત્ર છે? જો તેમ ન હોય તો આ બાબતમાં શાસ્ત્રનું પ્રમાણ કયા અધિકારે બતાવી શકો વારૂ?

મિત્રો, જો હિન્દુ ધર્મ અને હિન્દુ કોમમાં પુનર્લગ્ન માટે નિષેધ હોય તો, બાવીશ કરોડ હિન્દુઓમાં માત્ર બ્રાહ્મણ, વાણીઆ અને રજપૂત એ ત્રણે કોમમાં આ પ્રથા છે તેને બદલે સમસ્ત હિન્દુ કોમમાં હોત; પરંતુ આ ત્રણ કોમ સિવાય બધી હિન્દુ કોમમાં પુનર્લગ્નની છૂટ છે. તે જ બતાવે છે કે હિન્દુ ધર્મ અને હિન્દુ કોમમાં આ છૂટ છે જ. માત્ર પોતાને ઉંચી માની લીધેલ કોમોએ જ મિથ્યા દંભમાં તણાઇ જઇને આ અમાનુષી પ્રથા વ્હોરી લીધી છે અને નભાવ્યે જાય છે.

મિત્રો, આ કુપ્રથાના અકુદરતીપણાએ શું શું અનિષ્ટો નથી નીપજાવ્યાં? **મંગળા અયસા બની, લલિતા મરિયમ બની.** અરે, આવા અસંખ્ય કિસ્સાઓ બન્યે જાય છે. કલકત્તાની વેશ્યાઓનો મોટો ભાગ હિન્દુ વિધવાઓનો જ કહેવાય છે.

આ કુપ્રથાના પરિણામે કેટલા ગર્ભપાતો થાય છે, કેટલી બાળહત્યાઓ થાય છે, તેના સાચા આંકડાઓ મળે તો જ હિન્દુસમાજના આ પાપનું કંઇક માપ કાઢી શકાય.

આ સંબંધે એક લેખકના થોડા ફકરાઓ વંચાવ્યા વગર રહી શકાય તેમ નથી. 'સૌરાષ્ટ્ર'માં 'વૈધવ્યના વિલાપ,' એ શિર્ષક તળે લખે છે કે:

"આપણા સમાજમાં ધર્મને નામે, શાસ્ત્રને નામે, ત્યાગને નામે, અને પરાપૂર્વની સંસ્કૃતિને નામે અનેક નીતિ-નિયમનો અને માન્યતાનો આજે અનિષ્ટ બદીઓ રૂપે. હિન્દુ ધર્મ અને હિન્દુસમાજના નાશની નોબતો વગાડી રહી છે. એ અનિષ્ટ બદીઓને લીધે સમાજમાં સડો પેઠો છે, ને તેમાંથી અસહ્ય

બદબો ફેલાઇ રહી છે. એ અનિષ્ટ રૂઢિઓની દાનવ સેનામાંથી સૌથી વિશેષ ભીષણ દાનવ તે શાસ્ત્રના નામે આચરાતાં બાળ-લગ્ન અને શાસ્ત્રના નામે વિધવાઓના પુનર્લગ્ન સામે મૂકાતો પ્રતિબંધ છે."

મિત્રો, તે લેખક આગળ વધતાં લખે છે કે, "અભાગિની હિન્દુ વિધવાઓ ફરજીયાત વૈધવ્યના પાલન અર્થે થાય તેટલું દેહદમન કરતી આવે છે, પળાય તેટલો સંયમ પાળતી આવે છે. પરંતુ ફરજીયાત વૈધવ્યપાલન એટલે પામર માનવીઓનું અગાધ શક્તિશાળી કુદરત સામેનું પ્રચંડ યુદ્ધ. એ યુદ્ધ જ અશકય છે, અને શકય હોય તો તેનું પારણામ કુદરતનો વિજય અને માનવીની હાર છે, અને એટલે જ ફરજીયાત વૈધવ્યપાલન એ અશક્ય વસ્તુ છે.

"છતાં ય આપણે તો એ અભાગિની વિધવા પાસે ફરજીયાત વૈધવ્ય પળાવવાં છે. અને એનાં પરિણામ શાં આવે છે? વૈધવ્ય નહિ પાળી શકવાને લીધે, કુદરતી લાગણીઓને રોકી નહિ શકવાને લીધે દર વર્ષે ફરજ્યાત વૈધવ્ય પળાવવા મથતી બધી જ્ઞાતિઓ-માંથી સંખ્યાબંધ વિધવાઓ કોઇ હલકા અને અસંસ્કારી માણ-સોની સાથે દેશ–પરદેશ નાશી છૂટે છે; કેટલી યે ગુંડાઓને હાથ પડી પરધર્મીઓનાં ઘર ભરે છે; તો કેટલી યે મુંબાઈ, દિલ્હી કે કલકત્તાના વેસ્યાબજારમાં બેસી **વેશ્યાજીવન ગાળે છે!** અને જે વિધવાઓ આવી રીતે નાશી છૂટવાને અસમર્થ નીવડે છે, તેઓ છૂપા અનાચાર સેવે છે! ગર્ભ રહી જતાં ગર્ભપાત અને નહિ તો આત્મહત્યા કરે છે. આવા આત્મઘાતના કિસ્સાઓ કોઇ એક બે જ નહિ; પરંતુ દરવર્ષે વધુને વધુ સંખ્યામાં બનતા જાય છે.

"હિન્દુ સમાજના ફજીરયાત વૈધવ્યપાલનના ફલ સ્વરૂપ આ અધોગતિનું ચિત્ર એ કોઈ કલ્પના–ચિત્ર નથી, તે સાચી વસ્તુનું, કલ્પનાના એક પણ રંગ વિનાનું, હુબહુ સત્યચિત્ર છે, તે બતા-વવા નીચેની એક જ નક્કર વસ્તુ બસ થઇ પડશે. અમદાવાદમાં

મહીપતરામ રૂપરામ અનાથાશ્રમ નામની એક સંસ્થા છે. એ અનાથાશ્રમની સાથે એક પ્રસુતિગૃહ છે. એ અનાથાશ્રમનો ૧૯૨૭નો અહેવાલ કહે છે કે, અહેવાલના એ વર્ષમાં એ અનાથાશ્રમના પ્રસૂતિગૃહનો ૫૯ બહેનોએ લાભ લીધો છે. આ ૫૯ બહેનો કોણ? ખાસ કરીને ઉચ્ચવર્ણની, ખાનદાન કુટુંબની વિધવા બહેનો જ. અને એ બહેનોમાંનો મોટો ભાગ, જ્યારે કોઇ દુર્ભાગી ઘડીની ભૂલના પરિણામે ગર્ભ રહ્યા પછી તે પાપને સંતાડવાના પ્રયત્નમાં નિષ્ફળ નિવડયો હશે ત્યારે જ ત્યાં ગયો હશે.

"અમદાવાદના આ અનાથાશ્રમનો અહેવાલ જરા વધારે ઝીણવટથી જોઇએ. એ જોતાં જણાય છે કે, વિધવાઓનું પ્રસૂતિગૃહ એ તેની કરૂણકથા તો પાશેરામાં પહેલી પુણી જ છે. એ પ્રસૂતિગૃહ ઉપરાંત એ આશ્રમમાં એક બાલગૃહ છે. તેમાંનાં ધાવણાં બાળકોનું પ્રમાણ એ તો ખૂબ ચોંકાવનારી વસ્તુ છે. આશ્રમના અહેવાલમાં ધાવણાં બાળકોનો ઉલ્લેખ નીચે પ્રમાણે છે:

૬૪ ગયા વર્ષ આખરે નવાં આવ્યાં.

૪૪ વિધવાશ્રમોમાં જન્મ્યાં.

૪ બહારની વિધવાઓ મૂકી ગઇ.

૩ ફોન્ડલીંગ બોકસમાં મૂકી ગયું.

૧ આશ્રમના ઓટલા પરથી હાથ આવ્યું.

૪ પોલીસને હાથ પડયાં.

'આમ એ એક જ વર્ષમાં કુલ ૧૨૫ ધાવણાં બાળકો એ આશ્રમમાં આવ્યાં.

"દક્ષિણના પંઢરપુરના અનાથાશ્રમમાં તો દર વર્ષે એ કરતાં ય વધારે ધાવણાં બાળકો આવે છે. અને હિન્દભરમાં આવાં અનેક આશ્રમોમાં મળીને દર વર્ષે કેટલી મોટી સંખ્યામાં ધાવણાં બાળકો મૂકાતાં હશે? આ બધાં અનાથ, ધાવણાં ને જન્મીને તરત જ ત્યજાયેલાં બાળકો કોના હશે? એને કોણે તજ્યાં? શા માટે તજ્યાં?

"એ બધાં બાળકો અભાગિની હિન્દુ વિધવાનાં છે. અભાગિની હિન્દુ વિધવા પોતાને હજી હિન્દુ સમાજમાં રહેવું છે એટલા માટે, પોતાની શરમ છૂપાવવા, છાની માની, મૂંગી મૂંગી, પોતાના એ બાળકને આવા આશ્રમમાં મૂકી જાય છે. અને એ જન્મતાં જ ત્યજાયેલું બાળક નમાયું બની, કોઇ પરાયાંની દયાથી પોષાતું મોટું થાય છે. કુદરત હિન્દુ સમાજની આ આખી શરમકથા જોયા કરે છે અને જાણે કહ્યા કરે છે: "

'ધર્મને નામે, શાસ્ત્રને નામે, ત્યાગની મહત્તાને નામે અને પરાપૂર્વની પરંપરાઓની રક્ષાને નામે, વિધવાઓ પાસે ફરજીયાત વૈધવ્ય પળાવનારાઓ, વિધવાના પુનર્લગ્નનો નિષેધ પોકારનારાઓ, વૈધવ્યમાં સૌભાગ્ય કરતાં વધુ વિમળતાનું દર્શન કરનારાઓ, વૈધવ્યને હિન્દુ ધર્મની શોભા માનનારાઓ, આ બધા અનાથ બાળકો એ તમારા જ અત્યાચારનું પરિણામ છે. આવા અત્યાચારના પરિણામે તમારો નાશ જ નિર્માયો છે.

"ફરજીયાત વૈધવ્યનાં ફલસ્વરૂપ આ બધું તો આપણા આશ્રમો અને અનાથાશ્રમોનું પ્રકટ-ગુપ્ત રાખી ન શકાય એવું-રીતસર નોંધાયેલું-દફતર છે. પણ એ કરતાં કયાંય મોટું દફતર તો અણનોંધાયલું પડ્યું છે. તે દફતર અનેક ખાનદાન ગૃહોના ખૂણે, અનેક અજાણ્યા સ્થળોએ, અનેક ઉકરડાઓમાં અને તીર્થધામોમાં છૂપાયેલું પડયું છે. એ બધામાં—આપણા ઉકરડાઓમાં કે ધરતીમાં—બાલદેહો ભંડારાઇ જાય છે. અનેક અર્ધવિકસ્યા કે પૂરા માસે પ્રસવેલા બાલદેહો એમની વિધવા માતાઓના હાથે આપણી પતિતપાવની સરયુ, નર્મદા કે ગંગા—જમનાના જલપ્રવાહમાં પધરાવાઇ રહ્યા છે. આવા ભોંયમાં ભંડારેલા અને જળમાં પધરાવેલા બાલદેહોનાં ફૂલો ઉપર ઇશ્વર અમી વર્ષાવીને એ બધાને સજીવન કરે તો ? તો કદાચ એની સંખ્યા આપણા આજના જીવંત હિન્દુઓ કરતાં વધી જાય. આટલો છૂપો માનવસંહાર આજે એ ફરજયાત વૈધવ્યને પરિણામે થઇ રહ્યો છે.

"આ બધી અનર્થની પરંપરા આપણને શું સૂચવે છે? આપણા પુરૂષોની—નઠીઆદી નૃળાજીઓ અને શિહોરી વિઠ્ઠલ-

જીઓની–પચાસ પંચાવન વર્ષની વયે પણ વાસના નથી મરી: એટલે તેમને એ અવસ્થાએ પણ બીજું, ત્રીજું કે ચોથું લગ્ન કરવું છે. આપણા નડીઆદી મણીલાલોને પોતાના બાર તેર વર્ષના ક્ષયરોગી પુત્રોને એક પત્ની હયાત હોવા છતાં બીજી પત્નીઓ પરણાવવી છે, અને લગ્ન પછી મહિને જ દિવસે ક્ષય તેમનો સંપૂર્ણ ભક્ષ કરી જાય ત્યારે એ બાળાઓને જીન્દગી સુધી ફરજ્યાત વૈધવ્ય પળાવવું છે. પણ એ નહિ ચાલે, આજના યુગમાં એ નહિ ચાલે. આજનો યુગ, આજનો જુવાન એ સાંખી નહિ લ્યે. સ્ત્રીઓને પણ હૃદય છે, લાગણી છે, વિકારો છે, વાસનાઓ છે, અને સ્ત્રી પણ માનવ છે. તે વસ્તુ છુપાવી છુપી રહી શકે તેવી નથી. અને હવે આજનો સમાજ, ધર્મને કે નીતિને નામે, એ પાખંડ, એ દંભ, એ અત્યાચાર જારી રાખવા માગતો જ નથી. આજનો હિન્દુ સમાજ વિધવાને માનવ સમજી, તેની તમામ માનવ-લાગણીઓને આદર આપવા ઇચ્છે છે. એટલે આજે પુર્નલગ્ન અનિવાર્ય વસ્તુ છે અને જન્મારાઓ થયાં અનેક અત્યાચારો સહી રહેલું, આપણું મૂર્તિમંત વૈધવ્ય પણ જગતની સમક્ષ ઉભીને એમ જ કહી રહ્યું છે કે, **હિન્દુ સમાજ, તું શું જવાબ આપે છે?**

બંધુઓ, જે મહાવીરના તમે અનુયાયી ગણાઓ છો, તે મહાવીરે ધર્મનિમિત્ત યજ્ઞમાં થતી પશુ હિંસા અટકાવી, અને તે પ્રબળ અહિંસાની ભાવનાથી ઉત્પન્ન થયેલ અહિંસાનાં રજકણો આજે પચીશસો વર્ષ પસાર થવા છતાં જૈન તરીકે તમારામાં જળવાઇ રહ્યાં છે. આ જબરદસ્ત અહિંસાના માર્ગના અનુયાયીઓ તે મહાવીરે આચરી બતાવેલ માર્ગનું અનુસરણ નહિ કરે? તેણે ધર્મનાં નામે ચાલતી પશુહિંસા અટકાવી, તો તમે ધર્મના નામથી ચાલતી આ સ્ત્રીહત્યા અને બાળહત્યા નહિ અટકાવો?

વિશ્વવંદ્ય મહાત્માજી આ સંબંધમાં શું કહે છે તે આપના જાણવામાં હશેજ. તેઓ બાળવિધવાઓને ઉત્તેજન આપીને, સમજાવીને પરણાવી દેવા તેમના વાલીઓ તથા લાગતા-વળગતાઓને

કહે છે. યુવાન વિધવાઓને પરણવાની છૂટ આપે છે. મદ્રાસમાં કોલેજીઅનોની સભામાં તેમને બાલવિધવાઓને પરણવા તેમણે ભલામણ કરી હતી. પુર્નલગ્નની વ્યવસ્થા કરી આપવા માટે દયાનાં મંડળો ઉભાં કરવાનું પણ '**નવજીવન**'માં લખ્યું હતું.

કલકત્તા કોંગ્રેસ વખતે ગૂજરાતી સ્ત્રીમંડળે પૂજ્ય કસ્તુરબાના પ્રમુખપણા નીચે આ બાબતનો ઠરાવ કર્યો હતો, તે આ પ્રમાણે છેઃ

**"બાલ વિધવા કે યુવાન વિધવા ફરી પરણે તે પાપ કે અનીતિ નથી. ફરી તેને પરણવાનો હક્ક છે"**

મિત્રો, આ પ્રશ્ન ઘણા લંબાણથી રજૂ કરી મેં આપનો વધુ સમય લીધો છે, તેનું કારણ સર્વ પ્રશ્નોમાં આ પ્રશ્ન એ મુખ્ય પ્રશ્ન છે. ન્યાય, દયા અને મનુષ્યત્વના નામે હું આપને અપીલ કરૂં છું કે વિધવાઓ ઉપર ગુજરતા આ અત્યાચાર અને સીતમ સબંધી ગંભીર અને શાંત, પરંતુ દયાભરી અને ન્યાયપુરઃસર વિચારણા આ પરિષદમાં આપ કરો. આ સંબંધમાં સ્વ. પુરૂષોત્તમ માવજીભાઇનો અભિપ્રાય એમ હતો કે ત્રીસ વરસની નછોરવી વિધવાને પુનર્લગ્નની છૂટ આપવી. આપણા બીજા બંધુ ઝવેરી દુર્લભજીભાઇનો એવી જાતનો અભિપ્રાય છે કે વિધુર વિધવા સાથે જ લગ્ન કરે. બંધુઓ આ કે તે રીતે આપણા બુદ્ધિમાન અને ડાહ્યા બંધુઓએ મળી આ પ્રશ્ન માટે હવે કશી પણ ઢીલ વગર રસ્તો કાઢવો જોઇએ. આ પ્રશ્ન આ ક્ષણે જ નીકાલ માગી રહ્યો છે.

## ક્ષેત્રસંકુચિતતા

મિત્રો, છટ્ઠો પ્રશ્ન ક્ષેત્રસંકુચિતતા અને વારસા હિસ્સા સંબંધી છે. સમાન રહેણી–કહેણી, આચાર–વિચાર અને ધર્મ હોય તો, ત્યાં આપણે શા માટે કન્યાવ્યવહાર નહિ કરવો? લગ્ન સંબંધ માટે **समान शील व्यसनेषु सख्यम्** એ નિયમ છે. તેવી સ્થિતિ હોય છતાં લગ્ન ન થઇ શકે તેનું કારણ શું? પિતા મુંબાઇ, કરાંચી, કલકત્તા કે રંગુન રહે અને તેવા વાતાવરણમાં પુત્રીને ઉછેરવામાં આવે અને પછી જ્ઞાતિબંધનના

કારણથી છોકરીને તદ્દન જુદા જ વાતાવરણમાં અને જુદા જ પ્રદેશ અને જીવનમાં ફેંકી દેવી તે શું યોગ્ય છે? તે આપણા હૃદયને ખળભળાવી મૂકે તેવી વાત નથી?

આપ એવા ખ્યાલ ઉપર નહિ ઉતરી પડશો કે હું સમાજ વ્યવસ્થા તોડી નાંખવાના વિચાર દર્શાવી રહ્યો છું. પરંતુ મારો કહેવાનો આશય એ છે કે, આ અસંખ્ય, કૃત્રિમ ભાગો ઉત્પન્ન થયા છે અને છોકરીઓને યોગ્ય કે અયોગ્ય સ્થળે ફેંકી દેવાનું કરીએ છીએ તેને બદલે સમાન આચાર–વિચારવાળાં છતાં જે અત્યારે અસંખ્ય ટુકડાઓમાં વહેંચાઇ ગયેલ છે તેઓની એક જ કુદરતી જ્ઞાતિ શા માટે ન કરવી? અર્થાત્ ' રોટી વ્યવહાર ત્યાં બેટી વ્યવહાર "ના સાચા નિયમે એક જ્ઞાતિ કે મંડળ કેમ ન કરવું?

મિત્રો, આપણે રૂઢિઓના અને પ્રથાના એટલા બધા ગુલામ બની ગયાં છીએ, વિચારશક્તિ અને ક્રિયાશક્તિમાં એટલા શૂન્ય બની ગયા છીએ કે, સહજ અને કુદરતી પ્રેમનો, લાગણીનો, ફરજનો અને નીતિનો ભોગ આપી રહ્યા છીએ, તેનો ખ્યાલ સુદ્ધાં આપણને આવવા પામતો નથી. કુદરતી રીતે હૃદયને આઘાત પહોંચતો હોય તો તે પણ પશુની જેમ વેઠી લઇએ છીએ. આ કુપ્રથાનાં થોડાક વધારે દાખલાઓ રજૂ કરૂં: આપણા કરતાં રજપુતમાં અને તેમાં પણ રાજ્યકુટુંબોમાં આ જાતના કિસ્સાઓ વધુ બને છે. ઝાલાવાડની કન્યા કાશ્મીરમાં અપાય, ગોહિલવાડની કન્યા મારવાડમાં અપાય, પંજાબની કાઠિયાવાડમાં અપાય અને મદ્રાસની ઝાલાવાડમાં અપાય. આ રાજ્યકુટુંબોનો પ્રાંત જુદો, ભાષા જુદી, પહેરવેશ જુદો અને એવા અનેક તફાવતો હોવા છતાં જાતના નામે આમ વ્યવહાર થાય છે! કન્યાને સારૂં નરસું લાગી શકે છે, તેને પણ બુદ્ધિ કે હૃદય હોય છે તે તો, આપણે પ્રથાની ગુલામીથી જોવાનું કે વિચારવાનું બંધ જ કર્યું છે! નહિતર, તદ્દન અપરિચિત અને દૂરનો પ્રાંત કે જ્યાં ભાષા અને પહેરવેશ પણ જુદો હોય

ત્યાં કન્યા આપી જ કેમ શકાય ? કન્યાને કાળા પાણીએ મોકલવા જેવી આ પ્રથા શું તમને નથી લાગતી ? કાશીની કન્યા વડનગરમાં આવી, સુરતની કન્યા કાશી ગઇ, તેવા મારા નાગર સંબંધીઓમાં બનેલા દાખલાઓ છે. એક બીજાની ભાષા અને પહેરવેશ જુદાં, છતાં તેમની વચ્ચે લગ્ન સંબંધ જેવો જીવનભરનો સંબંધ બાંધે તેવી જડતા, બુદ્ધિશૂન્યતા અને હૃદયશૂન્યતાનો જોટો હિન્દુસ્તાન સિવાય દુનિયામાં બીજે નહિ મળે.

બંધુઓ, બીજી એક વિચિત્ર હકીકત કહું અને તે વારસા-હિસ્સા સંબંધના કાયદાની છે. એક મારા ઓળખીતા ગૃહસ્થ કે જેઓ સાધારણ રીતે શ્રીમંત હતા, તેમનું અવસાન થતાં, તેમને પુત્ર નહિ હોવાથી, તે ગૃહસ્થના ભાઇઓએ તેમની મિલકત પર ટાંચ મૂકાવી, તે એમ કહીને કે 'બાઈ મિલકત ઉડાવી દે, ગેરવ્યવસ્થા કરે વગેરે.' હવે ટાંચ મૂકાવનાર ભાઇઓ જુદા હતા, તેમનાં ઘર અને વ્યાપાર જુદાં હતાં, મિલકત પર ટાંચ પડી અને બાઇની સ્થિતિ શોચનીય થઇ પડી. આ પ્રકારના દાખલાઓ આપના જોવા-જાણવામાં પણ ઘણા આવેલા હશે જ. પોતાના પતિની મિલકતની વારસ પત્ની નહિ અને પિતરાઇઓ વારસ થાય તે કાયદો **અન્યાયી નથી ? અમાનુષી નથી ?** આ અમાનુષી કાયદાનો પણ આપણે પ્રતિકાર કરવો જોઇએ.

## ખોટાં ખરચો

સાતમો પ્રશ્ન ખોટાં ખરચો વિષેનો છે.

મિત્રો, મરણ, શીમંત અને લગ્નપ્રસંગોએ જ્ઞાતિજમણો કરવામાં આપણે મોટો ખર્ચ કરી નાંખીએ છીએ. ખરી રીતે કહીએ તો, આપણી પાસે સાચી આવકનાં સાધનો ઘણાં ઓછાં છે. આજે આપણી પાસે સાચો ઉદ્યોગ રહ્યો નથી. મોંઘવારી અને દેખાદેખીથી જીવન ઘણું મોઘું થઇ ગયું છે, તેમાં આવાં ખર્ચો આપણને પોસાઇ શકે તેમ નથી, પોસાઇ શકાતાં નથી એવો આપણો અનુભવ છે; છતાં પ્રતિષ્ઠાના બાહુથી આ પ્રથાએ

ફરજીયાત રૂપ પકડેલું છે, અને તેથી ખર્ચ કરવો પડે છે, અથવા તો કરીએ છીએ. હવે મરણ તથા શીમંત પ્રસંગના ખર્ચો જો કે બંધ થયા છે—કવચિત જ થાય છે, પણ લગ્નપ્રસંગમાં ખર્ચ થાય છે, અને તેનું પ્રમાણ વધ્યું છે. જમણ અને કપડાં પછવાડે મોટા અને ખોટા ખર્ચ કરવાને બદલે **સીધન તરીકે તે રકમ** વ્યાજે મૂકવામાં આવે તો તે ડહાપણ ભરેલો માગ ગણાશે. ખોટી વાહવાહમાં પૈસા ખર્ચી નાંખી તંગી અને મુશ્કેલીના માર્ગમ. જઇ પડવા કરતાં આ રીત ગ્રહણ કરવાથી વ્યાજે મૂકેલી રકમ ખરા સમયે જવાબ આપશે. ખોટા ખર્ચો કર્યાના કેટલાય કરૂણા-જનક દાખલાઓ જોવામાં આવે છે, તેનો પ્રતિકાર આ રીત ગ્રહણ કરવામાં રહેલો છે. ખોટા ખર્ચોથી શ્રીમંત ગણાતા ગૃહસ્થો નબળા પડયા છે, સામાન્ય માણસો મુશ્કેલીમાં આવ્યા છે. આ વિષેનો અનુભવ ઓછો વધતો આપ સૌને અવશ્ય હશે જ. આપણી સ્થિતિ અને સંજોગ તપાસીને જરૂરી ફેરફાર આ પ્રથામાં કરવાની જરૂર છે.

## પ્રચલિત સંપ્રદાયો

આઠમો પ્રશ્ન પ્રચલિત સંપ્રદાયો સંબંધી છે.

બંધુઓ, આ ભારતવર્ષ આજે અસંખ્ય જ્ઞાતિઓના ભેદોથી એક તો છલકાઇ રહ્યો છે, તેમાં કેમ જાણે કંઇ અધુરૂં રહેવા પામ્યું હોય એમ ધાર્મિક કારણો વળી તડાઓમાં વધારો કરી રહ્યા છે. થોડાં વર્ષો અગાઉ ઝાલાવાડમાં સ્થાનકવાસી અને દેરાવાસી કોમ વચ્ચે પરસ્પર બેટીવ્યવહાર ચાલુ હતો, તે ધાર્મિક કારણથી જ તૂટયો. આવી જ હાલત હાલમાં ભાવનગરમાં જૈનો અને વૈષ્ણવો વચ્ચે પ્રવર્તી રહી છે. આખા દેશમાં આ જાતની સ્થિતિ છે. 'ભૈયન બાર અને ચોકા તેર' તે હાલત છે. ધર્મના કારણથી સમાજને છિન્નભિન્ન અને વિભક્ત કરી નાંખીએ છીએ અને છિન્નભિન્નતાના મોટા નુકશાનો ખમી રહ્યા છીએ. આ નુકશાન અટકાવવું જોઇએ કે કેમ? આ માટે આ પ્રશ્ન પર પૂરો વિચાર કરવાની આવશ્યકતા છે.

બંધુઓ, હું પૂછું છું કે, ધર્મ એકત્ર કરે કે વિભક્ત કરે ? ધર્મ પ્રેમ અને ભ્રાતૃભાવ વધારે કે કલેશ કરાવે અને ભ્રાતૃભાવ તોડે ? જે ધર્મ એકત્ર કરવાને બદલે વિભક્ત કરતો હોય, તો તે ધર્મ જ નથી. જો ધર્મ ભ્રાતૃભાવ વધારવાને બદલે તેને તોડતો જ હોય તો મને કહેવા દ્યો કે તે ધર્મ જ નથી. દુનીયાનાં બધાં ધર્મોનાં શાસ્ત્રોના ફરમાનો તપાસો તો માલૂમ પડી આવશે **કે તે એક જ છે—જુદાં નથી.**

સત્ય, ન્યાય, પ્રેમ, ભૂતદયા, સેવા, કર્તવ્ય અને આત્મત્યાગ વગેરે બધાં ધર્મનાં ફરમાનો છે.

મિત્રો, જગતમાં ઇશ્વરના અવતારો થયા છે તે આ તત્ત્વોના ફેલાવા અર્થે જ. જ્યારે જ્યારે જગતમાં આ તત્ત્વો ઓછાં થઇ જાય છે ત્યારે ત્યારે ધર્મ ભયમાં આવી પડે છે અને ભગવાન શ્રીકૃષ્ણે ગીતાજીમાં જેમ ઉચ્ચાર્યું છે તેમ:

धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे.

અર્થાત ધર્મની પુનઃસ્થાપના અર્થે કુદરત આ અવતારો પેદા કરે છે.

બંધુઓ, આ તત્ત્વોના પ્રચાર અર્થે જ્યારે ઇશ્વરાવતારો અને મહાપુરૂષો ધર્મ અને ધર્મશાસ્ત્રો છે, ત્યારે ધર્મના નામે હિંસા કે કલેશો કેમ થાય, ? છતાં થવા પામે છે તેનાં કારણો વિચારવાની અતિ અગત્ય છે. આ પ્રશ્ન સંબંધી કંઇક વિચાર કરતાં જણાઇ આવે છે કે, મૂળ પુરૂષનો જે આશય હોય છે, જે ભાવના હોય છે, તેને સિદ્ધ કરી શકે તેવા તેના પછીના અનુયાયીઓ થઇ શક્યા નહિ, તેઓએ મૂળ પુરૂષના નામની દુકાન માંડી અને તે ધર્મગુરૂઓની દુકાનદારીએ ધર્મને બદલે અધર્મ ફેલાવી મૂકયો. આ ધર્મની દુકાનદારી માંડી બેઠેલા કહેવાતા ધર્મગુરૂઓથી જગતમાં કયાં કયાં અનિષ્ટો અને અનર્થો નથી થયાં તે કહેવું મુશ્કેલ છે. જે ક્રાઇસ્ટે કહ્યું છે " એક ગાલપર તમાચો મારે તો બીજો ધર." તે જ ક્રાઇસ્ટના અનુયાયીઓએ ધર્મને નામે મનુષ્યોને જીવતા બાળી મૂકવાની ભઠ્ઠીઓ રાખી હતી. બૌદ્ધ

અને વેદધર્મીઓના ધર્મના કારણથી અસંખ્ય વધો થવા પામ્યા છે. ધર્મના નામે ઘણી કત્લો થઇ છે. અરે, આજે પણ તે ચાલુ જ છે. મુસલમાનો આ દેશમાં આવ્યા તેનો આજસુધીનો ઇતિહાસ આ સંબંધે જાણીતો છે. છેલ્લાં હુલ્લડો તે નજર આગળનો જ દાખલો છે. ધર્મનાં નામે થતો આ અધર્મ પશ્ચિમની પ્રજા જોઇ શકી અને પોપલીલા ઉડાવી દીધી. દરેક દરેક પ્રગતિમાન્ રાષ્ટ્રને આમ કરવું જ પડે છે. છેલ્લા છેલ્લામાં તુર્કીએ પણ તેમ જ કર્યું, કહો કે પ્રગતિ સાધવા માટે તેને તેમ કરવાની ફરજ પડી. આપણા દેશની હાલત પણ તે જ છે. આપણા દેશની પોપશાહી પ્રગતિના બધા માર્ગ રોકીને બેસી ગઇ છે પ્રજાનું માનસ એવું વિચિત્ર બનાવી દીધું છે કે, તે બાળલગ્ન જેવી નાશકારક પ્રથાને ધર્મ સમજે છે. ફરજ્યાત વૈધવ્ય જેવી અમાનુષી પ્રથાને નીતિ સમજે છે. કલકત્તામાં કાલી માતાના મંદિરમાં તેમ જ ઘણાં મંદિરોમાં આજે ધર્મના નામે ઘોર પશુહિંસા ચાલી રહી છે. બહુ વિચિત્ર પ્રકારની માન્યતાઓ ધર્મના નામે દાખલ થઇ છે. પરિણામે આજે હિન્દુસ્તાનનો મનુષ્ય મનુષ્ય રહ્યો નથી! ધર્મશાસ્ત્રોનાં મુખ્ય ફરમાનો—અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, ભૂતદયા, કર્તવ્યનિષ્ઠા, આત્મભોગ, વગેરે છે. તેમને જીવનમાં ઉતારવાને બદલે દ્વૈત અને અદ્વૈત તેમ જ જડ અને ચેતનની ચર્ચાઓમાં તે રોકાઇ રહ્યો છે. તેમ જ બાહ્ય ક્રિયાઓ જેવી કે, સ્નાન—અસ્નાન, ટીલાં—ટપકાં અને બહુ તો પૂજા, અનુષ્ઠાન કે ઉપવાસમાં ધર્મની સમાપ્તિ તે માની બેઠેલ છે! પરિણામે દેશવાસીઓનાં માનસ અને ચારિત્ર્ય આજે સાચા મનુષ્યને લાયક રહ્યાં નથી. આ વિચિત્ર માનસનાં કારણથી જ કરોડો રૂપિયા ધર્મને નામે આપે છે અને તેનો ઉપયોગ મંદિરો, મઠો અને મહંતોમાં થાય છે. ત્યાં કાં તો આ રૂપિયા નિરર્થક પડ્યા રહે છે અગર ખર્ચાય છે તો નિરર્થક જેવી બાબતોમાં અથવા ધર્મગુરૂઓના વિલાસોમાં ખર્ચાય છે; જ્યારે દેશના અપંગ, અનાથ, પીડીત કે બેકાર માટે કોઇ ઠેકાણું નથી, કેળવણી, દવાખાનાં, અનાથાશ્રમ કે વ્યાયામશાળાઓ

નાણાંને માટે મુશ્કેલી વેઠે છે, જળસંકટ, હિમસંકટ કે દુષ્કાળસંકટ જેવાં કોઇ પણ સંકટોમાં મદદ મળતી નથી, આ સ્થિતિ છે. આપણા સંપ્રદાયોના ધર્માદાના કરોડો રૂપિયાનો આવાં સાચાં ધર્માદાનાં કાર્યમાં ઉપયોગ થતો નથી. જૈનોનો મુખ્ય ધર્મ અહિંસા છે, અને કરોડો રૂપિયા ધર્માદાખાતાઓમાં છે, છતાં વાંદરા કે કુત્તાંના કસાઇખાનામાંની થતી કત્લને તેને લાગી વળગી શકતું નથી. જૈનો જ માત્ર નહિ, વૈષ્ણવ, સ્વામીનારાયણ તેમ જ બધા સંપ્રદાયોની આ જ હાલત છે.

સજ્જનો, આટલા ઉપરથી હું જે કહેવા માગું છું તે એ જ છે કે, જેને તમે હાલ 'ધર્મ' માની બેઠા છો, તે સાચો ધર્મ નથી. 'ધર્મ' તે આચરવાનો વિષય છે અને તે સત્ય, ન્યાયનિષ્ઠા, અહિંસા, સેવા અને આત્મભોગ વગેરે છે: તેથી બીજું કે વધુ શિક્ષણ ધર્મનું છે જ નહિ. સત્કર્મ કે સારાં કામો તે ઇશ્વરનું અનુષ્ઠાન છે. જો સારાં કામો કર્યાં નહિ હોય તો ઇશ્વરનું અનુષ્ઠાન કરવાથી તે પ્રસન્ન થઇ જાય તેવો ઇશ્વર ભોળો નથી. ઇશ્વરને પોતાની દૈહિક પૂજાની જરૂર જ ન હોય. તેણે કહેલ ફરમાન, સત્ય, પ્રેમ, સેવા વગેરેને આપણે જીવનમાં ઉતારીએ તે જ **તેની પૂજા છે.** અને તેથી જ મહાત્મા ગાંધીજી 'ગરીબની સેવા તે ઇશ્વર સેવા છે, સત્યનીષ્ઠા તે ઇશ્વરનીષ્ઠા જ છે.' એમ કહે છે.

આ ઉપરથી હું એ જ કહેવા માગું છું કે, દુનિયાના પ્રગતિમાન રાષ્ટ્રના માર્ગે આપ પણ પોપરાજ્યોમાંથી મુક્ત થાઓ. અને સદ વિવેક અને સદબુદ્ધિ કહે **તે જ રીતે જીવન જીવો.** ધર્મના નામથી હવે ટુકડા પાડતા બંધ થાઓ: ટુકડા પડયા હોય તો તેમને સાંધી લો અને બીજાં તુકરાનો જે ખમી રહ્યા છો તેમાંથી પણ મુક્ત થાઓ.

મિત્રો, હવે તો દેશે પોપરાજ્યમાંથી મુક્ત થવું જ જોઇએ અને તેને સ્થાને ધર્મરાજ્ય સ્થાપન કરવું જોઇએ: સમાજ અને રાષ્ટ્રને હિતકર અને કલ્યાણકર થઇ પડે તેવી સુધારણા

કાલની સ્થિતિમાં કરવી જોઇએ. આ સંબંધે કાકા કાલેલકરે 'શિક્ષણ અને સાહિત્ય'ના અંકમાં જે ઉદ્‌ગારો કાઢ્યા છે તે નીચે પ્રમાણે છે:

"આપણા હરિદાસો અને પુરાણીઓ, સાધુઓ અને સંન્યાસીઓ, શાસ્ત્રીઓ અને પંડિતો, ઋષિઓ અને મુનિઓ, બધા સાદાઇથી રહી કાં તો ગામડાનું જીવન ગાળતા, અથવા તો પરિવ્રાજક થઇ ગામડે ગામડે ફરતા. હવે પછી એ જ પરંપરાએ તત્વજ્ઞાનના અને સંપ્રદાયના ઝગડા છોડી દઇ પ્રજાકેળવણીનું કામ કરે એમ આપણે કરવાનું છે."

બંધુઓ, કોઇ સવાલ ઉઠાવશે કે સામાજિક બાબત અને ધર્મને સંબંધ શું? આના ઉત્તરમાં કહેવું જોઇએ કે, કાલધર્મે જે સંપ્રદાયોનું રૂપ પકડ્યું છે, તેમાં તે ધાર્મિક કરતાં સામાજિક વધુ બનેલ છે અને તેથી સામાજિક આઝાદીનો વિચાર કરતાં આ વિચાર કરવો જ પડે એમ છે. એટલું જ નહિ પણ, આ સ્થિતિ રાષ્ટ્રને પણ ભારે નુકશાનકારક હોઇ રાષ્ટ્ર સંબંધે વિચાર કરતા પણ આ સંબંધે વિચાર કરવો જ પડે એમ છે.

પ્રચલિત સંપ્રદાય વ્યવસ્થામાં શ્રદ્ધા ધરાવનાર માટે પણ એ જ યોગ્ય છે કે, ધર્મની બાબતને પોતાના આત્મા સાથેના સંબંધની વાત સમજે, પોતાના વિચાર કે મતનો કોઇ ઉપર બળાત્કાર ન કરે. સામાજિક વ્યવહારને ધર્મની અંગત માન્યતાઓથી મુક્ત રાખવાથી ધર્મના કારણથી હાલ જે નુકશાન થઇ રહયાં છે તેમાંથી જરૂર બચી જવાશે.

## પ્રચલિત જ્ઞાતીવ્યવસ્થા

બંધુઓ, આપણા દેશમાં આજે જે અસંખ્ય જ્ઞાતિઓ વિદ્યમાન છે, તે સમાજ અને દેશનુ ભારે નુકશાન કરી રહેલ છે, તે આપણે નજરે જોઇએ છીએ. આજે જ્ઞાતિઓનો કારભાર મોટે ભાગે અજ્ઞાન તેમ જ રૂઢિની ગુલામી ભોગવતા મનુષ્યોના હાથમાં છે. કારભારની પ્રથા એવી વિચિત્ર છે કે, આપણે કશું જ સમાજહિત ન કરી શકીએ, આ સ્થિતિ છે તે આપને સુવિદિત છે.

બંધુઓ, ઉપર ગણાવી તે અયોગ્ય અને નાશકારક બાળલગ્ન, વૃદ્ધલગ્ન વગેરે સઘળી કુરૂઢિઓને જ્ઞાતિઓ જ પોષી રહી છે. તેમાં સુધારો કરવાને કે સુધારો થવા દેવાને પણ તે તૈયાર નથી. આ સ્થિતિ પણ આપના જણાવામાં છે જ.

મિત્રો, આજે જ્યારે આપણે રાજકીય સુશાસનની માગણી કરી રહ્યા છીએ ત્યારે સામાજિક કુસાશન ચલાવી જ કેમ શકીએ ? સામાજિક કુસાશન ચલાવનાર અને નભાવનાર કદિ પણ રાજકીય મુક્તિ મેળવી શકે જ નહિ. આ સ્થિતિમાં કદાચિત રાજ્યસત્તા અકસ્માત મળી જાય, છતાં તે સુશાસન તો નહિ જ હોય. જે સમાજ બાળલગ્ન વગેરે જેવાં આટલાં મોટાં અનિષ્ટો દૂર કરવા શક્તિમાન નથી, તે અનિષ્ટો છે એટલું પણ જે સમાજને જ્ઞાન નથી, તેના હાથમાં રાજ્યસત્તા આવ્યે તે કેવું સાશન કરશે તે સહજ કલ્પી શકાય તેવી વાત છે. રાજકીય મુક્તિ અથવા રાજકીય સુશાસન મેળવવાનો કાટો સામાજિક મુક્તિ મેળવવી તે છે. તે આ ઉપરથી આપ સહજ જોઇ શકશો.

## જ્ઞાતિઓનું મૂળ

બંધુઓ, સામાજિક વ્યવસ્થા સંબંધે 'શું ઘરડાં ગાંડા હતાં ?' એ એક મોટી દલીલ છે. આનો જવાબ સ્પષ્ટ જ છે. સંભવ છે કે, ઘરડાં પણ ભૂલ કરી જાય. આપણા પૂર્વજો ઝાડનાં પાંદડાનાં કપડાં પહેરતાં, અંગ્રેજો નગ્ન જેવા રહેતા અને શરીરને રંગતા. આપણે કે અંગ્રેજો 'ઘરડાં શું ગાંડા હતાં' એમ ગણીને તે પ્રમાણે કંઇ કરતાં નથી. જેમ જેમ બુદ્ધિપૂર્વક સુધારો યા તો ફેરફાર કરવાની આવશ્યકતા ઉત્પન્ન થઇ તેમ તેમ તેવા સુધારા યા ફેરફાર થતા જ રહ્યા છે. મિત્રો, ઘણી બાબતો તો સંજોગ અનુસાર જ બન્યા કરે છે. ઘરડાઓના સંજોગો શું યે હશે અને તે મુજબ તેમને કરવું પડયું હશે

મૂળ તો ચાર વર્ણો હતાઃ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર. જ્ઞાતિ જેવી તો કોઇ વસ્તુ જ નહોતી, તે ઘણે ભાગે આપના જાણવામાં હશે જ. જ્ઞાતિઓની ઉત્પતિ ખરી રીતે કહીએ તો,

પરદેશી અને મુસલમાન રાજ્યકાળમાં થવા પામી છે. તે વખ-
તના લોકોને જ્ઞાતિ જેવી સંસ્થા ઉત્પન્ન કરવાની ફરજ પડી
હતી. સાંસારિક વાંધાઓના ન્યાય મેળવવા કોર્ટમાં જવું પડે,
કોર્ટમાં ન્યાયાધીશ તરીકે 'કાજી' હોય, સ્ત્રીજાતને તેમની પાસે
જવામાં આબરૂની સલામતીનો પ્રશ્ન ઉભો થવા પામે, દેશમાં
પુષ્કળ અરાજકતા પ્રવર્તતી હતી, અને તે કારણથી બાળલગ્ન
દાખલ થયાં, લાજ અને ઓઝલ દાખલ થવા પામ્યાં. તે કાર-
ણથી જ પોતાના જ સરકલમાં કન્યાઓ આપી દે અને વર-
વાંધો ઉભો થાય તો તેનો નીકાલ તે સરકલ લાવે. આ રીતે
જ્ઞાતિસંસ્થાઓની ઉત્પત્તિ થવા પામી હતી.

સજ્જનો, તે કાળમાં સ્ત્રીઓની સલામતી પુરૂષોના સંરક્ષણ
તળે જ અવલંબેલી હતી, અને તેથી તેમને પુરૂષોના સંરક્ષણમાં
જ રહેવું પડતું હતું. તેથી વારસા-હિસ્સો પણ પુરૂષને જ મળતો
હતો. આ રીતે જ્ઞાતિઓ, બાળલગ્ન અને વારસા-હિસ્સો વગેરેની
ઉત્પત્તિ છે. વાસ્તવિક રીતે કહી શકાય કે, સંજોગ અનુસાર તે
બરાબર હતી. આજે સંજોગ ફેરવાયા છે. આમ છતાં આપણે તે
વખતના સંજોગ પ્રમાણે વ્યવસ્થા ચાલુ રાખવી? પ્લેગને લઇને
કવોરન્ટાઇન વગેરે કરવું પડે તે પ્લેગ નાબુદ થતાં પણ કવોરન્ટા-
ઇન વગેરે ચાલુ રાખવાં તે કેટલું હાસ્યસ્પદ છે? આવી અનેક
હાસ્યસ્પદ રીતિઓ આપણે ચલાવી રહ્યા છીએ; તેનાં નુકશાનો
પણ ખમી રહ્યા છીએ. હવે આવી હાસ્યાસ્પદ રીતિઓનો ત્યાગ
કરી તેથી થતાં નુકશાનોથી બચી જવું જોઇએ.

## સાચી સમાજવ્યવસ્થા

મિત્રો, જ્ઞાતિઓ ઉત્પન્ન થવાનું કારણ ઉપર પ્રમાણે જોઇ
ગયા છીએ. રૂઢિઓ ઉત્પન્ન થવાનું કારણ તેમ જ રૂઢિઓથી થતાં
નુકશાનો સંબંધે પણ આપણે વિચાર કર્યો છે. આપણે એ પણ
જોયું કે મૂળ તો જ્ઞાતિઓ હતી જ નહિ; પણ સંજોગાનુસાર
તે ઉત્પન્ન થયેલી છે. હવે વિચારવાનો પ્રશ્ન એ જ છે કે, જો
સંજોગોનો ફેરફાર થઇ ગયો હોય તો પછી હાલના પ્રકારની

**જ્ઞાતિઓ રહેવી જરૂરની છે?** સાચી સમાજવ્યવસ્થામાં આટલી અને આ રીતે જ્ઞાતિઓ સંભવે જ નહિ. જેમ જેમ સમાજનો લોકગણ એ સંબંધે વિચાર કરતો જશે, તેમ તેમ, કૃત્રિમ, અકુદરતી અને નુકશાનકારક વાડા તૂટવાના અને છેવટે જે કુદરતી સમાજરચના હશે તે જ રહેવા પામશે.

બંધુઓ, કુદરતી સમાજ રચના તે જ ગણાય કે, જેમાં સમાન આચાર-વિચાર અને રહેણી-કહેણીવાળાઓ વચ્ચે લગ્નસંબંધ બાંધી શકાય; જેમાં વર અને કન્યા લગ્નની જવાબદારી સમજતા થયા પછી જ લગ્નગ્રંથીએ જોડાય; અર્થાત્ પુત્ર અને પુત્રી પૂરી કેળવણી લીધા પછી જ સંસારનો ભાર ઉપાડી શકે તેવી શક્તિ અને સમજ મેળવ્યા પછી તેઓ જીવનભરનો સાથી પસંદ કરે, અને માતા-પિતાની સંમતિપૂર્વક લગ્ન કરે. આ અને આટલી જ સાચી સમાજવ્યવસ્થા છે. તે માટે જ્ઞાતિસંસ્થાની જરૂર નથી. જ્ઞાતિશાસન કે જ્ઞાતિનિયમનની જરૂર નથી. આપણા દેશમાં મુસલમાન રાજ્યકાળ પહેલાં આ પ્રમાણે જ હતું, અને અત્યારે દુનિયાના બધા દેશોમાં એમ જ છે. આપણા દેશમાં પણ એ જ રીતે વર્ણવ્યવસ્થા હતી અને ચાર વર્ણો હતા કે જે કુદરતી સમાજ-રચના હતી. આ સાચી સ્થિતિ લાવવા માટે એક જ જરૂર છે. અને તે એ છે કે, સમાજને આ બાબતનો પૂરો ખ્યાલ આવે તેવાં શિક્ષણનો આંદોલનો દ્વારા પ્રસાર કરવો અને પુત્રીઓને પૂરી કેળવણી આપવી. જો પુત્રીઓને પૂરી કેળવણી અને શક્તિ આપશો તો, તેથી સમાજના બધા પ્રશ્નોનો નીકાલ આવી જશે. તેથી પૂર્ણ શિક્ષિત અને શક્તિમાન બાળાને વૃદ્ધ સાથે પરણાવી શકશો નહિ, તે રીતે **વૃદ્ધલગ્ન** નાબૂદ થશે. તેથી બાળાનું વેચાણ કરી શકશો નહિ, તે રીતે **કન્યાવિક્રય** નાબૂદ થશે. તેથી કન્યાને સુશિક્ષિત અને શક્તિમાન્ બનાવવા માટે અઢાર કે વીસ વર્ષના વય સુધી શિક્ષણ આપવું જોઈશે અને તે રીતે **બાળલગ્નની** રૂઢિ નાબૂદ થશે; એટલી શિક્ષિતાવસ્થા પછી તે પોતાનો જીવનભરનો સાથી પોતાની પસંદગીથી મેળવશે, તે પોતાની જીંદગી ગમે ત્યાં ફેંકાવા દેશે

નહિ. એ રીતે હાલના પ્રકારના અકુદરતી જ્ઞાતિ અને વાડા નાબૂદ થશે. એક પર બીજી સ્ત્રીની પ્રથા, ફરજીયાત વૈધવ્યની પ્રથા, સાસરીઆનાં દુઃખો શિક્ષિતા અને શકિતમાન કન્યા ચલાવી લઇ શકે નહિ તે રીતે તે પ્રથા–વગેરે કુપ્રથાઓ પણ નાબૂદ થશે. અર્થાત્ હાલના સામાજિક બધાં દુઃખોના નિકાલ માટે અને તંદુરસ્ત સામાજિક વ્યવસ્થા માટે એક જ ઉપાય છે, અને તે એ કે પુત્રીઓને પૂર્ણ શિક્ષિત બનાવવી. એ પ્રમાણે પુત્રીઓને શિક્ષિત બનાવવાથી બીજા પણ અનેક ફાયદાઓ થાય છેઃ ગૃહવ્યવસ્થા, બાલશિક્ષણ, કૌટુંબિક ફરજો અને દેશ પ્રત્યેની ફરજો વગેરેનું બધું જ્ઞાન તેનામાં આવવાથી સંસાર સુખરૂપ બનશે, અને અત્યારે પુરૂષ વર્ગને બધો બોજો ઉપાડવો પડે છે તેમાંથી તે મુક્ત થશે, એટલું જ નહિ પણ સંસારનો ભાર ઉપાડવામાં તેને ભાગીદાર મળશે. એક સ્ત્રીશિક્ષિકા માસિક પચાસ કે સો રૂપીઆ મેળવી શકે છે, શિક્ષિતાવસ્થાથી તે રીતે આર્થિક સહાય રૂપ પણ થશે.

કન્યા કેળવણીથી એક બીજા પ્રશ્નનો પણ નીકાલ આવી જશે, અને તે સ્ત્રીજાતિના સ્થાન અને દરજ્જાનો. બંધુઓ, સ્ત્રીજાતિના સ્થાન અને દરજ્જાના વિષય પર હું જ્યારે આવું છું ત્યારે મારા મનમાં ઘણા ઘણા વિચારો ઉભરાય છે. આપણે સામાજિક પ્રશ્નો ચર્ચ્યા, પણ ખરી રીતે તો તે સામાજિક પ્રશ્નો હોય તે કરતાં વધુ સ્ત્રીજાતિના પ્રશ્નો છે. આપણે જોઇ ગયા તેમ તેને બાર તેર વરસની બાળક અવસ્થામાં માતા બનવાની ફરજ પાડો છો; વૃદ્ધને વેચી દ્યો છો; પૈસા માટે, મોટાઇના નામે, જ્ઞાતિના કારણે ગમે ત્યાં ફેંકી દ્યો છો, સાસરીઆનાં દુઃખ કે પતિનાં દુઃખ માટે કશો ઇલાજ તમે રાખ્યો નથી. એક પતિ એક સ્ત્રીને તજી દઇ શકે છે, બીજી સ્ત્રી પરણી યથેચ્છ વર્તી શકે છે, જ્યારે સ્ત્રી માટે કશો માર્ગ જ નથી. કુમારિકા સાથેના વેવીશાળમાં પણ વરની મૂકી કન્યા જાય પણ કન્યાનો મૂકયો વર ન જાય, ભલે વર અશક્ત હરામખોર કે દુરાચારી હોય. કદાચ પતિ મરે તો આખી જીંદગી રીબાઇ રીબાઇને

જીંદગી પૂરી કરવી કે જે વિધવાના પ્રશ્નમાં લંબાણથી આપણે જોયું. તેને પતિનો વારસા હીસ્સો પણ નહિ તે પણ આપણે જોયું. હું આપને પૂછું છું કે આ કઇ જાતની વ્યવસ્થા છે ? આ જાતની ગુલામી પ્રથા દુનિયાના કોઇ પણ ભાગમાં હશે અથવા છે ? આપણા દેશનેતાઓ, આજના પ્રમુખ સાહેબ સરકાર દરબારના કારભાર પર મધ્યકાલીન યુગ ચલાવવાનો આરોપ મૂકે છે. હું આપણા દેશનેતાઓ તથા આજના પ્રમુખ સાહેબને પૂછું છું કે તમો જે સમાજમાં છો, તે જ સમાજમાં સ્ત્રી જાતિ માટેની આ વ્યવસ્થાને મધ્યકાલીન યુગની કહેવી અથવા કયા યુગની કહેવી તેનો જવાબ આપશો ? સ્ત્રીને મનુષ્યમાંથી પશુની કોટિમાં મૂકી દીધી છે અને તેનો ખુલ્લો એકરાર " દિકરીને ગાય દોરે ત્યાં જાય " તે કહેવતથી સમાજ કરે છે જ. દેશની મુક્તિ માગનારાઓ, સ્ત્રીજાતિની આ ગુલામી માટે તમારો શું જવાબ છે ? તમારે આવી ગુલામીભરી વ્યવસ્થામાંથી જરા પણ ફેરફાર કરવો નથી અને સરકાર દરબારની ગુલામીમાંથી તમો મુક્ત થવા અને મુક્ત કરવા કહો છો ? હું કહું છું કે તે અશકય છે, અકુદરતી છે. જો મહાત્માજી રૌલેટ એકટ માટે સત્યાગ્રહ કરે તો સમાજનાં આવા અસંખ્ય રૌલેટ એકટ માટે શું ? મહાત્માજી કબૂલ કરે છે કે પુરૂષોએ ઘડેલ અન્યાયી કાયદાથી સ્ત્રીઓની આ સ્થિતિ છે. અને તો હું પૂછું છું કે રાજકીય અન્યાયી કાયદાઓનો જ માત્ર પ્રતિકાર કેમ કરવો ? સામાજિક અન્યાયી કાયદાઓનો કેમ નહિ ?

મિત્રો, પગ તળે બળતું ઓલવવાની વાત મૂકી દઇ આપણે ડુંગર પરનું બળતું ઓલવવા નીકળ્યા છીએ પણ પ્રથમ પગ તળેનું બળતું ઓલવવા જરૂર નથી ? અથવા ડુંગર પરનું બળતું ઓલવાવા સાથે પગ તળેનું બળતું પણ ઓલવવું જરૂરનું નથી ?

આ આપણા ઘોર પાપનું ફળ આપણે ભોગવી રહ્યા જ છીએ અને હજુ જો એ પાપ બંધ નહિ કરીએ તો તેનું ફળ ભોગવવાનું જ છે તે કુદરતી કાયદો છે.

જે મનુએ यत्रनार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः કહ્યું—"જ્યાં સ્ત્રી જાતિની પૂજા થાય છે ત્યાં દેવતાઓ રમણ કરે છે." એમ કહ્યું— તે મનુની ભુમિમાં જ સ્ત્રીઓની આ ઘોર ગુલામી અવસ્થા છે. જ્યાં માતૃદેવો ભવઃ ગુરૂદેવો ભવઃ અર્થાત ગુરૂ કરતાં પણ માતાનું સ્થાન આગળ રાખવામાં આવ્યું છે ત્યાં જ અથવા તે જ ભુમિમાં માતાની આ ગુલામી દશા છે?

આ ભારત દેશ કે જેણે સંસ્કૃતિ અને સભ્યતાના પાઠ દુનિયાને શીખવ્યા છે તેની આ દશા?

મિત્રો, વધુ શું કહેવું? આ જગદંબાઓની હાલની સ્થિતિ ગુલામ, દાસી, બાળકો જણવાનું યંત્ર અને પુરૂષને રમવાનું રમકડું છે. તેને વ્યકિતત્વ અને સ્વમાન હોઈ શકે છે, સુખ દુઃખની લાગણી હોઇ શકે છે, તે વાતનો સાફ ઇન્કાર હાલની સ્થિતિમાં કરવામાં આવેલ છે. આનો ઉપાય એકજ છે અને તે કેળવણી. કેળવણી જ તેનામાં જાતીય ભાન ઉત્પન્ન કરશે અને તે જાતીય ભાનથી તે પોતાની ગુલામી દફે કરી શકશે, જે પોતાના તથા સમાજના હાલના દુઃખદ પ્રશ્નોનો નીકાલ લાવશે. સાથે દેશને પણ મહાન લાભ કરશે. કારણ જે દેશમાં સ્ત્રી દબાયલી હોય તે દેશ પણ દબાયલો જ રહે તે સર્વમાન્ય સ્વીકારાયલી વાત છે.

સૌથી મોટો અને સાચો સ્ત્રીજાતિનો પ્રશ્ન તે આ રીતે તેમને પૂર્ણ શિક્ષિત કરવાથી ઉકલશે. હું માનું છું કે આ વસ્તુ જે આપના ધ્યાનમાં સહજ જ આવી ગઇ હશે.

કુ. બહેન મૃદુલા અને સૌ. સરલાદેવીના કાઠિયાવાડી યુવક પરિષદનાં વ્યાખ્યાનોના ફકરા કે જે હું પૂર્વે આપી ગયો છું તે જોવાથી આ વાતની પૂરી ખાત્રી થાય એમ છે.

અહિં કોલેજની વિદ્યાર્થિનીઓની વિવાદ-સભા થયેલ હતી. તેમાં આંતરરાષ્ટ્રીય લગ્નનો વિષય મૂકાયો હતો. તે સભામાં ૧૨૦ વિદ્યાર્થિનીઓની સંખ્યામાં ૫૦ વિદ્યાર્થિનીઓએ તો આંતરરાષ્ટ્રીય લગ્ન કરવાની તરફેણમાં મત આપ્યો હતો અને મેં ઉપર જણાવેલ સર્વ બાબતો તેમણે ચર્ચી હતી.

કન્યા-કેળવણીથી જાતીય ભાન જાગૃત થશે અને બધા પ્રશ્નો અને સામાજિક દુઃખોનો નીકાલ આવશે તે, તે ઉપરથી સહજ માલૂમ પડી આવે તેમ છે. આપ પૂર્ણ રીતે વિચાર કરી જોશો તો આજ માર્ગ આપણાં દુઃખોનો નીકાલ લાવવા માટે છે એવી ખાત્રી થશે. તો દરેક બંધુ આ જ માર્ગ પોતાનાં કુટુંબમાં પૂર્ણ-રીતે અમલમાં મૂકશે તે માટે મારી ખાસ ભારપૂર્વક ભલામણ છે.

## આપણે હાલ શું કરવું ?

બંધુઓ, હવે આપણે આપણા હાલના કાર્યપ્રદેશનો વિચાર પર આવીએ. આપણે ઉપર જોયું તેમ, સામાજિક કુરૂઢિઓ છે તે કાઢવા જ્ઞાતિઓ તૈયાર નથી, ધર્મના સંપ્રદાયો તૈયાર નથી, સમાજને તેનાં દુઃખનું પૂરૂં ભાન નથી તેમ ઉપાયનું જ્ઞાન નથી, કન્યાઓ સુશિક્ષિત કે શક્તિમાન નથી. આપણે ચર્ચી તે સ્થિતિ આવવાને ઘણા વરસો જોઇએ. અને તો ત્યાં સુધી આપણે શું કરવું ? શું આ નાશકારક કુરૂઢિઓ ચલાવ્યે જવી ? નભાવ્યે જવી ? અને નુકશાનો ખમ્યે જવાં ? હું ધારૂં છું કે, આ માટે આપ સૌ નકારમાં જ જવાબ આપશો. કોઇ પણ સમજુ વ્યક્તિ કે યુવક આ સ્થિતિ ચલાવી લેવા તત્પર હોઇ શકે નહિ—અને નથી તે અત્યારની યુવકપ્રવૃત્તિથી પરિચિત કોઇ પણ કહી શકે. અત્યારની યુવકપ્રવૃત્તિએ **વૃદ્ધલગ્ન** અટકાવ્યાં, **વૃદ્ધ વરરાજાને તોરણેથી પાછા વાળ્યા, અયોગ્ય લગ્ન અટકાવ્યા, ખોટા ખર્ચ અટકાવ્યા; બાળ લગ્ન, એક પર બીજી સ્ત્રી, ફરજીયાત વૈધવ્ય વગેરે** પ્રથાઓ પણ નાબૂદ કરવાને તૈયાર થએલ છે. હું ધારૂં છું કે, આપણી આ યુવકપ્રવૃત્તિએ પણ તે જ માર્ગ ગ્રહણ કરવો, અને તે જ ઉપાયો લેવા, અર્થાત્ ઉપર કહેલ બધી કુરૂઢિઓ માટે સૌએ યુવકવૃત્તિએ નક્કી કરેલ માર્ગ પ્રમાણે પ્રતિજ્ઞાઓ લેવી કે, " હું તેવી કુરૂઢિને તાબે થઇશ નહિ. મારાથી બની શકતું હશે ત્યાં તેવું થવા દઇશ નહિ. " દરેકે દરેક વ્યક્તિગત આ પ્રમાણે પ્રતિજ્ઞા લઇ લ્યો. પ્રતિજ્ઞા પાળો અને પળાવો. તેનું પરિણામ સ્પષ્ટ જ છે. સમાજની બધી કુરૂઢિઓ નાબૂદ

થશે અને આપણે નાશના માર્ગમાંથી બચી જશું, આઝાદી અને સુખ પ્રાપ્ત કરીશું.

બંધુઓ, આ વાત પરમાર્થની નથી, પણ સ્વાર્થની છે. પોતાના અને પોતાના કુટુંબ, સમાજ અને દેશના હિતની છે. કુટુંબ, સમાજ કે દેશના હિત માટે દરેક દેશના યુવાનોએ સર્વસ્વના હોમ કર્યા છે. છેલ્લા દાખલા, **જતીન અને સતીનના, ભગતસિંહ અને દત વગેરેના** આપણી નજર સામે જ છે. આમાં તો કશો પણ ભોગ આપવાનો કે પોતાની જાતનો હોમ કરવાનો છે જ નહિ. ફક્ત જે સર્વ સામાન્ય રીતે નુકશાનકારક સ્વીકારાયલી છે એવી પ્રથા હું નહિ આચરૂં એવી પ્રતિજ્ઞા લેવાની છે, અને પાળવાની છે કે જે પોતાના જ હિતની વાત છે. **એટલું આપ નહિ કરો ? આપ જરૂર કરશો જ કરશો.** આ રીતે આપ, આપનું સમાજ અને દેશનું ભલું કરો છો એ નિઃસંશય છે.

મિત્રો, આ વિષે બીજી કલ્પના એવી છે કે, આપણું સંગઠન અથવા ભ્રાતૃભાવવાળું મંડળ કરીએ: બધી સામાજિક કુરૂઢિઓ ફેંકી દેવાનું તેનું ધ્યેય હોય; સભ્યો જાતે કુરૂઢિઓનો ત્યાગ કરે: અને તે રીતે, તે મંડળ સામાજિક આઝાદી ભોગવતું થઇ જાય, કેળવણી, વ્યાયામ વગેરેનો મંડળમાં પ્રબંધ કરાય, સાધન અનુસાર વધુ ને વધુ પ્રગતિશીલ માર્ગે મંડળને લઇ જવાય. જ્ઞાતિના કારભારનો દોષ કાઢીએ છીએ અને ભારે નુકશાન ખમી રહ્યા છીએ તે **બધા દોષો વગરનો સમાજને આઝાદ કરે તેવો એક પ્રગતિશીલ અને પ્રાણવાન સમાજ સર્જીએ.** તે મંડળનું ધ્યેય સામાજિક આંદોલનો આખા પ્રાંતમાં ફેલાવવાનું પણ રાખીએ અને તે રીતે આખા પ્રાતમાં પણ બની શકતી સામાજીક આઝાદી પ્રાપ્ત કરાવીએ.

બંધુઓ, પ્રયત્ન કર્યા વગર કાર્યસિદ્ધિ થઇ શકતી નથી, કોઇ પણ કાર્ય માટે કરવા જોઇતા પ્રયત્નો કરવા જોઇએ. હું ધારૂં છું કે, આપ સૌ આ માટે તૈયાર છો જ—અત્યંત તીવ્રતા ધરાવતા થયા છો જ. અત્યાર સુધી પ્રાણને રૂંધી નાંખી, ભારે નુક-

શાની ખમતા આવ્યા, હવે તે માટે બીલકુલ તૈયાર નથી. તમને આઝાદી અને સુખની ક્ષુધા લાગી છે અને તો તે માટે પ્રયત્ન આદરી દ્યો. દરેક બંધુ પ્રતિજ્ઞા ઉપર સહી કરે, અને નવા સંગઠ્ઠનના સર્જનમાં પોતાનો હિસ્સો આપી સંગઠ્ઠન સર્જે. તે રીતે આઝાદી મેળવી લ્યો. વ્યક્તિઓની જ સમષ્ટિ બને છે, તો કુટુંબ, સમાજ અને દેશને આ રીતે મુક્તિને માર્ગે લઇ જવાનું કરો. પરમકૃપાળુ ઇશ્વરના આપણી ઉપર આર્શીવાદ ઉતરો !

બસ, મારૂં કહેવાનું પૂરૂં થાય છે. મારા વિચારો આપની સમક્ષ મેં યથાશક્તિ મૂકી દીધા છે. આપ એનો શુદ્ધ ભાવે આદર કરો એવી પ્રાર્થના છે. ફરી એક વાર હું મારૂં ભાષણ પૂરૂં કરૂં તે અગાઉ આપે અહિં પધારી આ પરિષદને શોભાવી છે તે માટે આપ સર્વનો અંતકરણપૂર્વક સત્કાર કરવાનું મારૂં કર્તવ્ય બજાવી મારૂં વ્યાખ્યાન સમાપ્ત કરૂં છું.

